# [illegible]યા શેઠનો દહાડો

અથવા

( કાઠિયાવાડના )

## વિસા શ્રીમાળીઓની અવ[illegible]


લેખક અને પ્રકાશક—

**વનમાળીદાસ આંદરજી દોશી.**

વતન જીરા-(કુંડલા) હાલ સુરત—હવાડીઆ ચકલો.



ખપાટીયા ચકલા પર આવેલા "જૈન વિજય" પ્રીં. પ્રેસમાં મુળચંદ કસનદાસ કાપડીયાએ છાપ્યું.

કીમત બે આના.

પોષ્ટેજ જુદું.

આ બધું પુસ્તક ક ગોહેલવાડ પ્રાંતના બંધુઓને ઉદ્દેશીને ખાસ લખાએલું છે છતાં મરણ પાછળ જમણવારો અને રડવા કુટવાનો રીવાજ પ્રચલિત છે, તે દરેક કોમને પણ આ પુસ્તક સરખુંજ ઉપયોગી બોધક છે. આવા રિવાજનો નાશ કરવા ઘણુંખરું પ્રત્યેક જ્ઞાતિના કેળવાએલા ગૃહસ્થો કોન્ફરન્સો અને ભાષણો દ્વારા વરસોથી પ્રયાસ કરે છે, પણ તેના કર્તાહર્તા સભ્યો એ અમલ જવો જોઇએ, ત્યાં ભાગ્યેજ પહોંચે છે. તેથી વાર્તારૂપે આ બનાવનું વર્ણન કરી તેની ગેરવ્યાજબીનું તાદ્રશ્ય ચિત્ર આપી તેમાં કયી રીતે સુધારો થઇ શકે એ યથાશક્તિ બતાવ્યું છે.

જૈન કોમમાં જે ગુંદરો પતાસાં વગેરે વહેંચવામાં સેંકડો રૂપીઆ ખરચે છે, તેને બદલે આવાં પુસ્તકો શાળા, પાઠશાળા અને ઉપાશ્રયમાં ઈનામ યા લહાણી તરીકે વહેંચશે, તો તેઓ જ્ઞાન અને ધર્મની પણ ભારે સેવા બજાવશે.

આ પુસ્તકમાં જે જે હકીકતો લખવામાં આવી છે, તે કેવળ કલ્પિતજ નથી, પણ ઘણી ખરી જુદે જુદે સ્થળે બનેલી છે, અને હજુ પણ બને છે: તે પરથી થોડા ઘણા જ્ઞાતિ બંધુઓના હૃદયમાં પણ આ અધમ રિવાજના નાશ કરવા યા કરાવવાની આવશ્યકતા સમજાશે, તો પણ લેખક પોતાનો શ્રમ સફળ થએલો માનશે.

સુરત, હવાડીઆ ચકલા.
તા. ૪ મે સને ૧૯૨૧



# ડાહ્યા શેઠનો દહાડો

અથવા

## કાઠિયાવાડના વીસા શ્રીમાળીઓની અવનતિ.




ઠિઆવાડના એક નાના ગામમાં વિશાશ્રીમાળી વાણિઆઓનાં ૧૦-૧૨ ઘર હતાં, તેમની સ્થિતિ કોઇ પણ રીતે સારી નહોતી. જેમ તેમ પોતાનું ગુજરાન ચલાવતાં, અને કેટલાક તો પોતાની દીકરીઓના વેચાણ માંથી મળેલી રકમ ઉપરજ જીવતાં હતાં. ઘણું ખરૂં દરેક ઘરમાં એકાદી વિધવા તો હતીજ, વળી ૨-૩ ઘર તો ફક્ત કુંવારા પુરૂષોથીજ ભરેલાં હતાં, કેમકે લગ્ન કરવા માટે જોઇતી રકમ હજુ તેઓ એકઠી કરી શકયા નહોતા, એથી તેમાંના કેટલાકે તો હવે પરણવાની આશા પણ છેક છોડી દીધી

હતી! તેમના દુર્ભાગ્યે તેમના કુટુંબમાં એકે કન્યા પણ જન્મી નહોતી, કે જેથી તેના વિક્રયમાંથી એકાદ ભાઇ પણ પરણી શકે.

હાલની કેળવણીનો કે જમાનાની પ્રગતિનો ત્યાં જરા પણ રંગ લાગે તેમ નહોતો; તેથી ૨૦૦ વરસ ઉપર એ જ્ઞાતિમાં જે રીત રિવાજો ચાલતા હતા, તે આજ પણ જેમના તેમ પ્રચલિત હતા, ફેર માત્ર એટલોજ હતો કે તે સમયના રીત રિવાજો, ધંધા રોજગારની આબાદી, અને પૈસા સંબંધી સારી સ્થિતિને લીધે લોકોને ભાર રૂપ ન હતા, પણ આજે એ કનિષ્ટ રીત રિવાજો જ્ઞાતિના મોટા ભાગની પાયમાલી કરનારા નીવડયા છે, આ વાત ભણેલો ને અભણ, જુવાન અને વૃદ્ધ તેમજ સ્ત્રી અને પુરૂષ સર્વ કોઇ સમજે છે, પણ કેળવણીની ખામી, જાહેર હિંમતની નબળાઇ અને જ્ઞાતિના કુસુંપને લીધે તેમાં સુધારો કરવાની તેમનામાં તાકાત રહી નથી. આવી સ્થિતિમાં તરતમાં વિધવા થએલી એક બાઇ જેનું નામ મોંઘીબાઇ હતું, તેને ઘેર જ્ઞાતિના કેટલાક ઘરડા અને ડાહ્યા ગણાતા પુરૂષો એકઠા થયા હતા.

વિધવાઃ—( મોટે અવાજે રડતી રડતી ) અરે, મેં શાં પાપ કરેલાં કે આ અસહ્ય દુઃખ મારે માથે આવી પડયું, પિએરમાં નથી માબાપ કે સગા ભાઇ, અને સાસ-

રામાં પણ પિતરાઇ હિઐર છે, તે પણ મારા લોહીનોજ તરસ્યો છે, મારાં આ ત્રણ નાનાં છોકરાંઓનું પોષણ શી રીતે થશે? હાય હાય, ભગવાન, આ કરતાં મારૂંજ મોત કેમ ન આવ્યું?

(એટલામાં છોકરાં આજુબાજુ વીંટળાઇ રડવા માંડે છે અને પેલા નાતીલા ઘરમાં આવે છે.)

**રામજી પારેખઃ**—કેમ મોંઘીબાઈ, તમે શું ધાર્યું? તમારે માથે દુઃખ પડવામાં કાંઈ મણા રહી નથી, પણ તેને સંભારતાં પાર આવે નહિ, દુનિયામાં માણસને માથે થતું આવે છે, આપણે ઘેર નવાઇ નથી, પણ તમે ડાહ્યાં માણસ છતાં હજુ કેમ કાંઇ કારજની તજવીજ કરતાં નથી, આજ એ દહાડા તો થઇ ગયા, આપણે કયું મોટું કારજ કરવું છે કે લાંબે દહાડે નાખીએ?

**મોંઘીબાઈ**—તમે મારા ઘરની હકીકતથી કયાં અજાણ્યા છો? તેમણે ૨ માસ તો ખાટલો વેઠયો, તેના દવા દારૂ વગેરેના ખરચમાંજ રૂપીઆ ૨૦૦ તો વપરાઇ ગયા છે, તેથી મારા પંડ ઉપર એકે દાગીનો રહ્યો નથી. હજુ તો મારા લગ્નનું દેવું વરસ ઉપર પતાવ્યું હતું. હવે તો આ છોકરાનીજ ચિંતા પેઠી છે, કે હું બાઇ માણસ તેમનું શી રીતે ગુજરાન ચલાવીશ,? તમે તો કારજની વાત કરો છો, પણ અહિં તો ખાવાનાંએ ઠેકાણાં નથી.

**દુર્લભજી**—અરે કાકી, પણ આ શું બોલો છો, કાંઇ કાંધીયાનાં કાંધ ધોયા વગર છુટકો છે ? તેમજ સગાં વહાલાં આવશે, તેનું મોં પણ સાચવવુંજ પડશે; મારો કાકો ૫૦ વરસની ઉમરે મરી ગયો તે શું લઇ ગયો. કોઇ કહેશે કે ફલાણો મરી ગયો તેની પાછળ બે નાતીલા પણ એઠા થયા નહિ અને ઘસડી નાંખ્યો !

**મોંઘીબાઇ**—અરે, હવે તો આપણી નાતમાં મોટા મોટા પણ કારજ કરતા નથી, જુઓને, મહુવા કુંડલા વગેરેમાં ઘણા ઘરડા અને પૈસાદાર મરી ગયા તેનાં કારજ કયાં થયાં છે ? વળી મારી પાસે તો કાંઇએ સાધન નથી તો કરજ કરી ને કારજ કરવું, એમાં શું ડહાપણ છે ? નાતીલા ચાર દહાડા બોલીને રહી જશે વળી મારૂં જોઇને બીજી વિધવાઓ પણ દાખલો લેશે તો ધીમે ધીમે આ રિવાજ આપણી નાતમાંથી નાબુદ થશે.

**કચરો શેઠ**—(મરનારનો પિતરાઇ)—અરે, મોંઘી ભાભી આ તું શું બોલે છે ? પહેરવાનાં લુગડાં વેચીને પણ કારજ તો કરવું પડે ? શું આપણા કુળમાં આવું કદી થયું છે ? અને આપણે ઘેરથી નવો રિવાજ કરીશું ? કદી નહિ. છોકરાં, છોકરાંનાં નસીબ લઇને આવ્યાં હશેને.

**રામજી પારેખ**—આ તમે કોઈ બાઇને ખરા બોલ કહેતા નથી, બાઇની બુદ્ધિ તો બહેર મારી ગઇ છે, ફરી

ફરીને આવો વખત કેદી આવશે ? મોંઘીબાઇ, દાડો કર્યા વગર નઇ ચાલે નઇ, સું ગળઢાનું નામ બોળવુંસ ? લખા જા, બોલાવ ભામણુને ને તથિ જોવડાવી મેલા લખી નાખ, એ ગામ વધુ લખવાં, સોકરાંને માથે મેણું નો રઇ જાય, વળી કોક આપણુનેય કે કે તમારા ધોળામાં ધૂળ ઘાલો ધૂળ. ગામમાં શું સઉ મરી પરવાર્યાં તા !

એટલામાં ભાવનગરના એક શેઠ મોનજીભાઇ ગામમાં આવેલા, તે ગુડો વળાવવા* આવતા છેટેથી દેખાયા. તેને મોટેથી પોક મૂકીને રડતા આવતા જોઇ, તુરત દુર્લભજી પણુ બારણુા આગળ માથે ઓઢી સામું રડવા આગળથી બેસી ગયો, અને મોંઘીબાઇએ ઘરમાં મોં વાળ્યું.

પછી મોનજી શેઠને બીજાઓએ છાના રાખ્યા, અને સૌ ઓશરીમાં આવીં બેઠા. બાઇને પણુ ગામનાં બૈરાંઓએ આવી કલાકેક પછી છાની રાખી, મોનજી શેઠે બહુ ખરખરો કર્યો, પછી સૌએ કારજ સંબંધીની વાત કહી. મોનજી શેઠ ભાવનગરના રહેવાસી, કેળવાએલા, અને સુજ્ઞ હતા, કારજના રિવાજનું દુષ્ટ પરિણુામ સારી રીતે જાણુતા હતા, તેથી તેણે કહ્યું કે–આવી સ્થિતિમાં તમે કારજ કરાવી શું કરવા માગો છો ? આજ બાઇને દાણુાનું ઠેકાણું નથી, ત્યાં કારજની વાત શું કરો છો ? આ છોકરાઓનો તો

---

* રડવા.

વિચાર કરો; હવે ડાહ્યા માણુસો તો કારજ બિલકુલ કરતા નથી, તમે ગામડાવાળાઓ આવા મૂર્ખાઈ ભરેલા રિવાજોથીજ પાયમાલ થઇ ગયા છો, વળી આ બાઇને સારી સલાહ આપવાને બદલે 'દાઝયાપર ડામ' દેવા તૈયાર થયા છો, સગાઓની ફરજ તો બાઈને વરસ દિવસની ખોરાકીની ગોઠવણ કરી આપવાની છે કે છ મહિના ખુણામાં રહીને તો ખાય. અમારા ભાવનગરમાં હવે કોઈ કારજ કરતું નથી. આ જાણીને મને તો બેહદ અફસોસ થાય છે, કે આ બાઈ ડાહી અને હીંમતવાન છે, તેથી આ દુષ્ટ રિવાજ પોતાને ઘેરથીજ કાઢવા તૈયાર છે, છતાં તમો ઉલટા તેમાં હરકત કતી થાઓ છો; હું તો આ બાઇને ધન્યવાદ આપું છું.

**કુચરો શેઠ**:—શેઠ, તમે અહીંનો રિવાજ જાણુતા નથી, અમારે દીકરા દીકરી પરણાવવાં છે, આવી ઉદ્ધતાઇ કરાય? તમે સુધરેલા જેમ કરો તેમ પરવડે, પણ અમારૂં તો નાક કપાઈ જાય નાક? બીજું કાંઈ સાધન નથી, તો આ ઘર છે કે નહિ, તે મૂકીને પણ કારજ કરવું પડશે. હમણાં એક દશા શ્રીમાળીનો બાપ ગુજરી ગયો હતો, તેને બીજું કાંઇ સાધન નહોતું, તો નાતમાં ખરડો કરીને પણ કારજ કર્યું!!! 'બાપનું બારમું' ફરી ફરીને નહિ આવે નહિ!

**મોનજી શેઠ**—તમે બધા આ છોકરાના દુશ્મન હો, એમ હું માનું છું. આ બાઇને આટલો આશરો છે, તે

પણ રહેવા દેવા નથી. છોકરાંને ખોરાકીનું તો ઠેકાણું નથી, એનો તો જરા વિચાર કરો.

આ પ્રમાણે સલાહ આપી મોનજી શેઠ પોતાને કામે ગયા એટલામાં બ્રાહ્મણ આવી પહોંચ્યો, ને તિથિ જોવરાવી મેલા લખી નાખ્યા.

મરનાર ડાહ્યો શેઠ છેલ્લા ૮-૧૦ દિવસથી તદ્દન અવાચક હતા, અને જીંદગીમાં અનેક પાપ કરેલાં, ઘણાનાં ખોટાં નામાં લખેલાં, પોતાની બેનને ૫૫ વરસના ડોસાને પર ન્યાતમાં આપી રૂપીઆ દશ હજાર લીધેલા પછી રૂના વેપારમાં નુકશાની લાગતાં દુર્દશામાં આવી પડેલા તેથી ધર્મધ્યાન કરવાનો વખત મળેલો નહિ, છતાં મેલામાં લખ્યું કે-શેઠ ડાહ્યો....ને રોજ **બોલતાં ચાલતાંદે વાગત પામ્યા છે, વૃત પચ્ચખાણ સરવે ઉદયે આવ્યાં છે ! !** વગેરે.

આ પ્રમાણે લગભગ ૫૦ ગામ લખ્યાં, વેવાઈને તથા તથા તેમના વેવાઇઓને પણ લખતાં ભૂલ્યા નહિ. કચરા શેઠના કુંવારા વેવાઇઓ હતા તેને તો વળી કંકોતરીઓ લખી ! ! !

પછી કચરા શેઠે ગામમાં જઇ ભીમજી ઠક્કરને ત્યાંથી બાઇના ઘર ઉપર રૂપીઆ ૩૦૦) લેવાનું નક્કી કર્યું અને વ્યાજ ટકા ૧ લેખે ઠરાવ્યું. કચરા શેઠે રૂપીઆ દશ દલાલીના પહેલેથી નક્કી કરી લીધા. કહેવત છે કે—

દિવસ ફેરવે દીકરા, કાં વહુ ને કાં વરા;
કાં ગામ ધણી, નહિ તો **પિતરાઇ તો ખરા.**

કચરા શેઠે આવી બાઇને આ ગોઠવણ જણાવી, ને કહ્યું કે કારજમાં રૂપીઆ ૨૦૦) લગભગ ખરચ લાગશે, અને ૧૦૦) રૂપીઆ રહેશે, તે હાલ ખોરાકીમાં કામ આવશે. બિચારી નિરાધાર મોંઘીબાઇને પોતાના ધણીની પાછળ પોતાનું રહેવાનું ઘર પણ ગયેલું જાણી ભારે દુઃખ થયું અને માથાં પછાડી કલ્પાંત કરી મૂક્યું, પણ કચરા શેઠે આવું આવું કરી જીંદગી કાઢી હતી, એટલે તેના પર કશી અસર થાય તેમ નહોતી, છેવટે દસ્તાવેજ પણ થયો, અને બાઇના વતી કચરા શેઠે સહી કરી તેના અંગુઠાની છાપ લીધી ! કાઠિઆવાડના ગામડામાં જ્યાં મરદો પણ હિંમતવાન નથી, ત્યાં એક નિરાધાર સ્ત્રીમાં એવી હિંમત કયાંથી હોય કે આવે પ્રસંગે પણ દૃઢતાથી ના પાડી શકે.

દરરોજ આજુબાજુના ગામના કાણે આવતા, તેમાં ઘણા ખરા થોડી ઘણી તાણ ખેંચ પછી જમ્યા વગર રહેતા નહિ, પાંચમે દહાડે સુતક ઉતારવાનું રાખેલું, તેથી સવારમાં મહાજન ભેગું કીધું, અને કચરા શેઠે માગણી કીધી કે બાઇ મહાજન પાસે અરજ કરે છે કે સુંવાળાની નાતનાં નોતરાં દેવા રજા આપો. નાતીલાએ આનાકાનીનો ડોળ કર્યા પછી રજા આપી, અને સવારનાં પાઘડીબંધ નોતરાં દેવાયાં.

પછી મહાજનના આગેવાનો રૂબરૂ પકવાનના ૩–૪ ઘાણ પણ કરી નાખ્યા, એટલામાં બે એક ગામનાં કાણે આવ્યાં, તે સ્ત્રી પુરૂષો મળી લગભગ ૨૦ ની સંખ્યા હતી તે બધાને આગ્રહ કરી કચરાશેઠે રોકી દીધા ! ! ! લાગણીના દયાજનક શબ્દો દર્શાવવામાં તેઓ કશી પણ કચાશ રાખતા નહિ, પણ તેનો બદલો તેઓ તરતજ વસુલ કરતા હતા ! ! !

એમ કરતાં કરતાં કારજની તિથિ આવી, કોઇકોઈ તો અગાઉથી આવ્યા, અને ગામેગામથી મુખ્ય નામવાળાએ બીજાઓને ઘણો આગ્રહ કરી સાથે લીધા. કચરો શેઠ સારા સુખડીઆને દરરોજના રૂપીઆ ત્રણ ઠરાવી તેડી લાવ્યો, પછી ગામના આગેવાનો રૂબરૂ મણે મણ ઘી પાઈ લાડુ બનાવી લીધા, કેટલાકે ઓછું ઘી નાખવાથી ચાલશે, એમ જણાવ્યું, પણ કચરા શેઠે કહ્યું કે મરનારની આબરૂ પ્રમાણે કારજ સારૂંજ કરવું પડે. અત્યારે આગલો પાછલો વિચાર કરવાનો ન હોય, કચરા શેઠનો બાપ છ મહિના ઉપર મરી ગએલો તે વખતે કારજમાં ફક્ત ૧૦ શેરીઆજ લાડુ બનાવેલા, અને કેટલાક મેલા જાણી જોઇને કારજને દહાડેજ ટપાલમાં નાખેલા, પણ અહીં પારકે પૈસે કચરા શેઠ આબરૂ મેળવવા માગતા હતા ! સાંજ પડી અને ખડકી આગળ પાથરણું નાખી સૌ બેઠા, કાણે આવનારની સામું રડવા માંટે દુર્લભજીની નીમનોક કરી, તેણે સૌની પાછળ છાના

રહેવાનું હતું, ગામની આખા દિવસની નાત હોવાથી મોંઘી બાઇ સિવાય સૌ સ્ત્રી પુરૂષો વહેલાં વાળુ કરી તૈયાર થઇ ગયાં હતાં. ગામની બૈરીઓ વહેલી વહેલી ઘર કામ કરી રડવા કુટવા ખડે પગે થઇ રહી હતી, કેટલીકને રડતાં કૂટતાં આવડતું નહોતું, તેથી તેઓ આખો દિવસ શું રડવું, કેમ કૂટવું અને શું બોલવું તેની ખાનગીમાં પ્રેકટીસ કર્યા કરતી હતી, કેટલીક તો પોતાની બેનપણીઓ પાસેથી રડવાનું શીખી પણ લેતી હતી! અને કેટલીક નવ વધુઓ તો આજે રડવા કુટવાનું ઠીક શીખવાનું મળશે, એમ ધારી મનમાં આનંદ પામતી હતી!

સાંજ પડતાં-ઓ ડાહ્યા શેઠરે, ઓ મારા વાલારે, ગજબ કર્યો રે, એ હે હે હે. ઓ મારા આધારરે-ઓ ઓ હહહહ...... એવા હૃદય ભેદક અનેક પ્રકારના મોટા ઘાંટા પાડતા, ટોળાબંધ ગૃહસ્થો આવવા મંડયા!! અને ડાહ્યા શેઠના ઘર આગળ તે વખતે ભારે ધમાલ થઈ રહી!! આશ્ચર્યની વાત એ હતી કે આ મોટા ઘાંટા પાડનાર અને ગામ ગજવનાર દયાળુ ગૃહસ્થો ત્યાંથી ઉઠી તુરત મિષ્ટાનપર બેસી જતા હતા, તે વખતે પળવાર પહેલાં પોતે શું કરતા હતા, તેનું લવ લેશ પણ ભાન તેમને રહેતું નહોતું. ડાહ્યા શેઠના મરવાથી ભારે ગજબ થયો, એમ તેઓ પોકારીને બોલતા હતા, પણ ખરેખરો ગજબ તો તેમના આગમનથીજ થતો હતો!!!

એમ કરતાં કરતાં લગભગ ૨૦૦ માણુસો થઈ ગયાં, વળી ૧૦-૧૨ ગાડાં અને તેટલાંજ ઘોડાં પણુ મરનારની કાણે આવેલાં હતાં, તેમની ખાવા પીવાની સોઇ પણુ તુરત કરવામાં આવતી. કેટલાક સ્ટેશનથી ગાડાં ભાડે કરી લાવેલા, તેનું ભાડું પણુ ઘરધણી પાસેથી મંગાવી લીધેલું ! પરંતુ મરદોના કાર્યને ઝાંખુ પાડે, અને તેમની મહેનત પર પાણી ફેરવે, એવું કામ તો સ્ત્રીઓજ કરતી હતી, મરદોની સાથે ગામે ગામથી જે સ્ત્રીઓ આવતી, તેને તેડવા માટે ગામમાંથી ૨ બાઇઓને ઝાંપે મોકલવામાં આવતી, તેઓ બજારમાં વારંવાર પછાડા ખાવાનો ડોળ કરતી, અને પહેલાં બહુ જોરથી હાથ ઉપાડી પછી છાતી પાસે આવતાં ધીમેથી મૂકતી, પછાડી ખાવાનો ડોળ ભારે કરતી, પણુ ધીમેથી બેસી જતી, અને સાથે આવેલી બાઇઓ તેમના હાથ પકડી રાખતી, તેમજ બેઠા પછી ઉભી કરતી; લગભગ ૮-૧૦ ગાઉથી આવેલી, તે વખતે રસ્તામાં આંસુનું એક ટીપું પણુ નહિ પાડતાં બહુ કલ્લોલ કરતી આવેલી, પણુ અહીં ગામમાં આવ્યા પછી કોણુ જાણે કયાંથી તેમને આ ભારે દુઃખ થઇ આવતું ! ડાહ્યા શેઠની બેન આવેલી, તેનાથી બહુ ઢોંગ થઇ શકતો નહિ, તેથી તે ખરેખરા પછાડા ખાતી, છતાં તેમાં લોક લજ્જા અને વાહવાહ મેળવવાનું કારણુ વિશેષજ હતું, વળી તે પોતાના મરનાર ધણીને આ વખતે યાદ કરી

ભારે કલ્પાંત કરતી હતી; ગામની સઘળી બૈરીઓએ તેનાં વખાણ કરવામાં અને કેટલીકની નિંદા કરવામાં પોતાની લાંબી જીભનો ઠીક ઉપયોગ કર્યો હતો ! !

આ સ્ત્રીઓ જેમ જેમ આવતી જાય તેમ તેમ મોંઘીબાઇને તેમની સાથે રડવું કુટવું પડતું, બહારની સ્ત્રીઓ તો પોતાનું કામ પતાવી ફારક થતી, પણ બિચારી મોંઘીબાઇને આજ પંદર દિવસથી રાત દહાડો એજ કામ કરવું પડેલું તેથી તેનો ઘાંટો તદ્દન બેસી ગએલો અને આંખો લાલચોળ થઇ પડેલી, વળી વારંવાર પછાડા ખાવાથી અને માથાં પછાડવાથી શરીરના અનેક ભાગમાં સખત પીડા થતી હતી, છતાં આજની રાત જાણે કતલની રાત હોય તેમ શરીરની લેશ માત્ર દરકાર રાખ્યા વગર રડવા કૂટવાનું કામ તેને અવિશ્રાંતપણે કરવાનું હતું. સદ્‌ભાગ્યે રડવા કૂટવામાં પણ સ્ત્રીઓએ બુદ્ધિ વાપરી ત્રણ વિભાગ રાખેલા છે તે કેટલેક અંશે તેમને લાભ કારક છે, અને તેમાં જુદા જુદા અવયવોને આરામ મળી શકે છે. ૧ કૂટવું, ૨ છાજીઆં લેવાં, અને ૩ મોં વાળવું. જો આમાંથી એકે ક્રિયામાં મોંઘીબાઇથી ભૂલ થાય તો બૈરાંઓ તુરતજ કહે કે જોને બાઇ, તેને ધણીનું પણ લાગે છે ! ! હાથજ કયાં ઉપડે છે. ! આવનારી સ્ત્રીઓ તો ઘણી ખરી મુખત્વે બીજાં બૈરાંના રડવા કૂટવાનું બારીક અવલોકનજ કરતી હતી ! છાજીઆં લેતી વખતે

તો મધુર સંગીત ત્યાં આગળ જાણે કેમ થતું હોય, એમજ જણાતું હતું! અને નિયમિત તાલ પ્રમાણેજ છાતી પર સૌના હાથ પડતા હતા. નીચેના રાજીયા વખતે તો રસની સારી જમાવટ થઇ રહી હતી।

" આછી આછી લીમડીની છાંયરે—
મરઘો વાસ્યોરે ક્રોધમાં—
મરઘે એના દીકરા જગાડીઆ,
હવે દીકરા છેલડો જુવારરે, છેલડો જુવારરે,
હવે નહિ આવું તારે બારણે.

પછી ઝીલનારી સ્ત્રીઓ નીચે પ્રમાણે ગાતી હતી.

ઓઇ લાડકા હાય હાય, આછી આછી લીમડીના છાંયરે.
મરઘો વાસ્યોરે ક્રોધમાં—

આ વખતે જાણે ત્યાં આગળ કંઇ મધુર આર્દ્રરસ પૂર્ણ સંગીત ચાલતું હોય અને માત્ર હારમોનિયમનીજ ખામી હોય એમ જણાતું હતું!!

આમ કરતાં કરતાં રાતના ૧૨ વાગે આ નાટકનો પહેલો અંક પૂરો થયો. બીજો અંક રાતના ૪ વાગે શરૂ કરવાનો હતો કેમકે તે સમયે પોત નીચોવવાનું હતું, તેથી આ કામ અત્યારે બંધ રાખવામાં આવ્યું. મોંઘીબાઇને કાંઇ આરામ લેવાનો સમય મળ્યો નહિ, કેમકે આવનારી સ્ત્રીઓને માટે પથારીની વ્યવસ્થા કરવાની હતી, વગેરે અનેક

ઉપાધિમાંથી પરવારતાં ૩ વાગ્યા, અને પોતની તૈયારી કરવા માટે ગામની સ્રીઓએ આવવા માંડયું તે વખતે પણ તાજી થઇ આવેલી સ્રીઓની હરિફાઇમાં મોંઘીબાઇને ઉતરવું પડયું, જો કે સખ્ત પરિશ્રમ અને ઉજાગરાથી તેને તાવ ભરાયો હતો, ઉભા રહેવાની શક્તિ નહોતી, છતાં ગમે તેવા દાક્તરના સર્ટીફીકેટ છતાં આ સામાજીક જુલમમાંથી કોઇ પણ સ્રીને મુક્તિ મળી શકે નહિ !! કેટલીએ નિર્દોષ સ્રીઓ આ જુલમી રિવાજને લીધે હમેશને માટે શારીરિક રોગનો ભોગ થઇ પડી હશે, અને કેટલીએ પોતાનાં વ્હાલાં બાળકોને ટળવળતાં મૂકી પોતાના કોમળ દેહનો અકાળે નાશ કીધો હશે !! તે સઘળાનો વિચાર કરતાં આ જુલમી રૂઢીનો નાશ કરવા માટે દરેક સમજુ સ્રી પુરૂષોએ સવેળા કટીબદ્ધ થવાની કેટલી બધી આવશ્યકતા છે ?

સવારે પોતનો ખરડો કરવા સૌ એકઠા થયા, મોંઘીબાઇના કાકાના દીકરા આવેલા, તેણે પોતાની આબરૂ વધારવા રૂપીઆ ૨૫) જાહેરમાં આપ્યા પણ તેમાંથી રૂપીઆ ૨૦) પાછા આપવા મોંઘીબાઇની કબુલાત અગાઉથી લીધેલી! વિધવા સ્રીઓના ભવિષ્યના પોષણ માટે આ પ્રસંગે કાંઇક પણ સાધન થાય એમ હોવાથી આ રિવાજ ઉત્તમ છે; પણ તેમાં આવાં ભયંકર જુઠાણું અને પ્રપંચ ચાલતા હોવાથી તેનો મૂળ હેતુ નાશ પામે છે; અને દેશની નૈતિક અધોગતિમાં એ પણ કારણભૂત છે.

ત્યાર પછી સઘળા મરદો, બૈરાંઓને મોઢે થવા આવ્યા, તેમાં બધાઓએ ભેગા થઇ મોટી પોક મૂકી. એ સઘળા-ઓનો અવાજ એવો તો ઘોર થયો કે તે ભાગ્યેજ ગામમાં કોઈના સાંભળવામાં નહિ આવ્યો હોય ! માત્ર પરમાત્માએજ તેને ધ્યાનમાં લીધો નહોતો, આથી તેમનો આ પ્રચંડ પોકાર કેવળ નિષ્ફળ ગયો ! પરંતુ આટલા બધા ગૃહસ્થોનું આગમન આજ એક કાર્યને અંગે માત્ર હતું, અને તે કર્તવ્ય બજાવવામાં તેમણે કશી પણ મણા રાખી નહોતી ! મોંઘીબાઇને છાની રાખતાં સઘળાઓને બહુજ મહેનત કરવી પડી. છેવટે બે કલાકે સઘળું શાન્ત થયું, ત્યારે આ દયાળુ ગૃહસ્થોના મુખમાંથી કરૂણાજનક શબ્દોનો વરસાદ વરસી રહ્યો ! અને આ નાટકનો ત્રીજો અંક પણ પૂરો થયો ! !

પછી પાછા જમણ સંબંધી નિર્ણય કરવા કેટલાક ભેગા થયા, સાંજે શ્રીમાળી બ્રાહ્મણોની બીકે પકવાન કરેલો, તે હજુ પડેલો છે, માટે તેજ પીરસવો, એવી કેટલાકની ઇચ્છા હતી, પણ તેને ટેકો મળ્યો નહિં, અંતે શીરો અને ભજીઆં કરવાનો નિર્ણય થયો ! અને તે ત્વરાથી કરવામાં કચરો શેઠ રોકાયા !

મોંઘીબાઈના પીઅર તરફના એક બે જણાએ રાત્રે વાળુ કર્યું નહોતું ! એ બાબતમાં તેમને સાબાશી આપ્યા વગર છુટકો નથી, એજ પ્રમાણે સઘળા મેમાનો સાંજે વાળુ ન કરે તો બન્ને પક્ષ રાત્રિ ભોજનના પાપમાંથી મુક્ત રહે,

ઘણી ઉપાધિ દૂર થાય, અને આચાર વિચારની કાંઇક એકતા થાય.

બપોરે જમવા બેસતી વખતે ડાહ્યા શેઠના ઉપરોકત સગા અને બીજા વૃદ્ધ માણસોએ ભાણે બેસવાની અને ગળપણ ખાવાની ના કહી, છેવટે ભારે માથાકૂટને અંતે ૮–૧૦ જણ સિવાય બધા જમવા બેઠા. જેઓ બાકી રહ્યા તેમણે તો પૂરેપૂરી કમબખ્તી બેસાડી કેમકે તેમને રોટલી પીરસવાની હોવાથી તેમણે ઘીનો ઘાણ કાઢી નાંખ્યો !! દરેક વખતે જમનારાઓએ એટલું બધું એઠું મૂકયું કે તેટલામાંજ એમનું મોઢું સાંજે સચવાત. લાડવાના કકડા તો ભેગા થઇ શકયા, પણ દાળ ભાત ને શાક તો ઢોરનાજ ઉપયોગમાં આવ્યો, વળી એથી પાછળથી ઘટી પડયું ! આમ દરેક વખતેંજ થતું, પણ મોંઘીબાઇ સિવાય બીજા કોઇને તે બાબત કશી લાગણી થતી નહોતી.

જૈનોની દરેક જ્ઞાતિઓ, પ્રત્યેક સ્થળે જમણવારમાં એઠવાડ મૂકી જે બિગાડ કરેછે, તે જોઇ હરકોઇને ત્રાસ થયા વગર રહે નહિ, હાલની સખ્ત મોંઘવારીમાં અતિ કીમતી માલ અધરાયાની માફક ભાણામાં લે છે, અને પાછળથી ભરેલું ભાણું મૂકી ઉઠી જાય છે ! સુરતમાં સંઘ વખતે આ બાબતની અવધિજ કરવામાં આવે છે, જમાડનારને દોઢું ખરચ થાય છે, અન્ન જેવી પવિત્ર વસ્તુનો

આમ તિરસ્કાર કરી કેવળ પાપનીજ વૃદ્ધિ કરવામાં આવે છે, વળી જે ગૃહસ્થ ઉદાર દિલથી જ્ઞાતિ કે ધર્મ બંધુને જમાડે છે, તેનો જમનારા તિરસ્કાર યુક્ત બેદરકારીથી અવિચારીપણે આવો નઠારો બદલો વાળે છે, એ જૈન જેવી ઉચ્ચ કોમને ખરેખર શરમાવનારૂં છે, અને આમાં યોગ્ય અંકુશ મૂકવાની જ્ઞાતિ તેમજ સંઘના આગેવાનોની ફરજ છે, એટલુંજ નહિ પણ સાધુ મહારાજાઓએ પણ એ સવાલ હાથ ધરવાની તેમજ દરેક કુંટુંબમાં સ્વમેળે પણ સુધારો અને બોધ કરવાની જરૂર છે.

હવે મૂળ વાત પર આવીએ. સઘળા મેમાનો બપોરે બાર વાગેજ જમી ઉઠ્યા હતા, અને સાંજે ૪ાા વાગે ફરી જમવાનું હતું, તો પણ સવારની માફકજ મિષ્ટાન્ન પીરસાયું, તેમાં ખાવા કરતાં બગાડજ વધારે થયો. કાઠિઆવાડ સિવાય અન્ય કોઇ સ્થળે આવી જંગલી રીત ચાલતી જણાતી નથી, કારજ તેમજ લગ્નમાં શું સાંજે દાળભાત આપવાનો રિવાજ જરૂરનો નથી ? તેથી કેટલો બધો વખત અને મહેનત બચે ! ખરચમાં કેટલો મોટો બચાવ થાય ? અને આવી મોંઘવારીમાં તેથી કેટલી બધી રાહત મળે ? તેમજ જમનારાની તન્દુરસ્તી પણ કેવી સારી રહે ? પણ અત્યંત અફસોસની વાત છે કે વિશા શ્રીમાળી જ્ઞાતિમાં આવો અગત્યનો સુધારો પણ થઇ શકયો નથી ! !

મોંઘીબાઇની સ્થિતિ જોઇ ત્યાં આવેલા એક સુધરેલા અને કારજના વિરોધી માણસે સલાહ આપી કે આવતી કાલે મેમાનને રજા આપવી, ભાતાં ભરવાં નહિ, અને એ દુષ્ટ રિવાજ કાઢવાની અહીંથી પહેલ કરવી, વળી સઘળા મેમાનોને એકઠા કરી કારજથી થતાં નુકસાન ઉપર એક ભાષણ પણ આપ્યું, જેમાં સર્વેએ સંમતિ આપી, અને તેમ થવાની ઘણી જરૂરીઆત દર્શાવી; પણ ઘણાના એક સંપ વગર તે બંધ થઇ શકે નહિ, એમ જણાવ્યું. પરંતુ એક કહેવાતા વકીલ જેઓ કારજ ઉપર પધાર્યા હતા, અને જાતે જેવા તેવા પણ વકીલ, તેથી આ કેળવણી વગરની કોમમાં આગેવાન ગણાઇ, તાલુકા મહાજનના તેઓ મુખી થઇ પડેલા, તેઓ જુના વિચારના હતા, તેથી કારજ બંધ કરવાની વાત તેમનાથી સહન થઈ શકી નહિ. તેમણે પાછળથી વક્તાને કહ્યું કે–તેમને ;આવું ભાષણ કરવાની શી સત્તા છે? કોણે પરવાનગી આપી? વક્તાએ જણાવ્યું કે–જ્ઞાતિ સુધારા ઉપર ભાષણ કરવા માટે વળી પરવાનગી લેવી પડે, એ તો આજેજ જાણ્યું.!

વકીલ–તમે કાયદા જાણતા નથી, ને આવાં ભાષણ કરવા નીકળો છો.

વક્તા–કયા કાયદામાં વળી એવો પ્રતિબંધ છે?

વકીલ—એતો સમજીજ લેવો.

વક્તા—ત્યારે શું ભાષણ નજ થઇ શકે ?

વકીલ—તમારે પહેલાં ભાષણ લખી અમને બતાવવું જોઇએ; અને તે પછી અમે રજા આપીએ તોજ તમારાથી ભાષણ અપાય.

વક્તા—હાલમાં સેંકડો જણા ભાષણો આપે છે, પણ તમારા જેવો વકીલ તેને કેમ અટકાવતો નથી ? મને અફ્સોસ થાય છે કે તમને જ્ઞાતિના સાધારણ કાયદાનું પણ જ્ઞાન નથી, અને ભાષણ કરવા જેવી બાબતમાં આટલી બધી આપખુદી ચલાવો છો, તો જ્ઞાતિનાં બીજાં કાર્યોમાં કેટલી બધી જોહુકમી ચલાવતા હશો; આવા હાનિકારક રિવાજો દૂર કરવા ખુદ ધારામાં પણ ભલામણ કરેલી છે.

વકીલ સાહેબ એ સાંભળી ઠંડા પડી ગયા ! પેલા કેળવાએલા માણુસનું કહેવું સર્વ નિષ્ફળ ગયું, આવનારા-માંના કોઇને સ્નાન સૂતક નહોતું, તેમજ ખાવા પીવા સિવાય હવે અહીં બીજું કશું કામકાજ નહોતું; છતાં તેમાંના કોઇને હજુ જવાનો વિચાર સરખોએ ગમતો નહોતો.

બીજે દિવસે કેટલાક ડાહ્યા ગણાતા મૂર્ખાઓએ એકત્ર થઈ તળેલા ચુરમાના લાડુનું જમણ આપવાની જરૂર ધારી, અને તેજ નક્કી* થયું, મોંઘીબાઇને પૂછવાની પણ જરૂર રહી નહોતી ! કેમકે કચરા શેઠના વિચારના ધોળી મૂછોવાળા ઘણા ગૃહસ્થોનું અત્રે હવે મોટું ટોળું જમા થઇ ગયું હતું,

અને ડાહ્યા શેઠના લગ્ન પ્રસંગે જેઓ જીંહ્વા દેવીને તૃપ્ત કરવામાં બેનસીબ રહ્યા હતા, તેઓ જાણે આજે તેનો બદલો વાળી લેવા ખડે પગે થઇ રહ્યા હતા! વચ્ચે વચ્ચે કોઇ કોઇ નવા આવનારનું કરૂણ રૂદન (!) પણ સંભળાતું હતું, પરંતુ લગ્ન અને કારજ એ બે પ્રસંગોનો ભેદ જણાવવાનું તેજ માત્ર ઠીક સાધન હતું!! બરાબર બાર વાગે સઘળાઓને જમવા બેસારવામાં આવ્યા, આ ઘીથી લચપચી રહેલા લાડુને અન્યાય ન થાય, તેથી આજે સવારમાં કોઇએ 'શિરામણ કીધું' ન હતું!

આ જમણ વખતે તો જાણે ત્યાં મોટી લડાઇ ચાલતી હોય, એટલી ધમાલ થઇ રહી, કેમકે કેટલાક જુવાનીઆઓએ ઉભા થઇ બીજાના મોઢામાં કૂચરા દેવા માંડયા હતા, એક બિચારાને આગલી રાતના સખ્ત ઝાડા થયા હતા, છતાં તે નિર્દય માણસોએ તેને પણ છોડયો નહિ! એક માણસને બે ત્રણ જણાએ પકડી તેના મોઢામાં બળાત્કારે આખો લાડુ ધકેલી દીધો, ઘડીવાર તે બેભાન જેવો થઈ ગયો પણ સદ્‌ભાગ્યે ઉલટી થવાથી ઉઠી શકયો! એ વખતે ત્યાં કોઇ મરી ગયું હશે, એવો કોઇને ખ્યાલ પણ ન આવતાં ઉલટું ત્યાં મોટો આનંદોત્સવ કેમ હોય, *એમજ જણાય; પરંતુ કેળવણી પામેલા હરકોઇ માણસને તો આ કેવળ જંગલી પણુંજ માલમ પડે તેમ હતું.

આટલું જાણે કેમ અધુરૂં રહ્યું હોય. તેમ રાત્રે કચરા શેઠ અને બીજાઓએ મળી ભાણેજો, વેવાઇઓ, અને કચરા શેઠના જમાઇઓ વગેરેને તેમના ગામના સર્વ મેમાનો સાથે બીજે દહાડે રોકી રાખવાનું નક્કી કર્યું! હવે અહીં ખાવું ખવરાવવું, રાંધવું, વાપરવું અને ઉડાવવું એ સિવાય બીજા કશામાં કોઈનું ચિત્ત નહોતું. કેટલાક જાણી જોઇને પોતાના કુંવારાં છોકરાંને તેડી લાવેલા, તેનાં વેશવાળ કરી નાંખ્યાં, એક વેશવાળ ફક્ત ૨૫ રૂપીઆ ઓછા પડવાથી થતું અટકી ગયું! કોણ કહેશે કે અહીં ડાહ્યા શેઠનો જરાપણ શોક હતો? કે મોંઘીબાઇની જરા પણ લાગણી હતી!

છેવટે પાંચ ટંક પૂરાં ચુકવાયા પછી રાત્રે સૌ મેમાનોને ભાતાં લેવા બોલાવ્યા, અને મહાજન પણ એકઠું થયું. તે પહેલાં ભાતામાં કેટલા લાડુ આપવા, તેની મોટી ભાંજગડ ચાલી, કચરા શેઠ વગેરેએ ૧૨-૧૨ લાડુ આપવાની જરૂર દર્શાવી. પણ છેવટે મોંઘીબાઇના આગ્રહથી ૧૦-૧૦ લાડુ આપવાની ફરજ પડી, કચરો શેઠ તેમજ તેનો જમાઈ પોતાનું આમાં નહિ ચાલવાથી રિસાઈ ગયા, પણ તેમને મહા મહેનતે મહાજનમાં લાવી બેસાર્યાં, છતાં તે કટાણું મોઢું કરી દૂરજ બેઠા. આથી ભાતામાં લોભ કર્યો, અને મોંઘી બાઈએ છેવટે પાણી ફેરવ્યું, એમ સૌ મોટા મોટાએ અભિપ્રાય આપ્યો.

હવે એક પછી એક નામ વંચાવા માંડયાં, અને તેમનાં ભાતાં ભરાવા માંડયાં, બેનો દીકરીઓ, ભાણેજો વગેરેને કોથળીના પાંચ પાંચ લાડુ વધારે આપ્યા, અને એ સર્વ અનામત ઘેર પહોંચાડવાના હતા, રસ્તામાં ખાવા માટે તો ઢેબરાં જુદાં આપ્યાં. પા અરધા માઇલ પર વસતા હતા, તેમને પણ થોડાં ઘણાં ઢેબરાં તો ખરાંજ. સઘળાંઓને ઘેર ગયા પછી તે ખાસા બે દહાડા ચાલ્યાં હતાં, અને એક જગાએ તો તેને માંહોમાંહે વહેંચતાં સ્રીઓમાં મોટી લડાઈ સળગી હતી ! અમદાવાદ કે મુંબઇ જાય છે, ત્યારે જતાં આવતાંનું ભાતું કોણ આપે છે ? તો આવે પ્રસંગે પોતાને ઘેરથી જવા આવવાનું ભાતું સાથે લઇને નીકળે, એવો સુધારો થાય તો સામા માણસને કેટલી બધી સગવડ થાય ?

મોંઘીબાઈના પિતરાઇ ભાઇએ ભાતું લેવાની ના પાડી. તેથી અરધો કલાક સુધી તેમને સૌએ બહુજ આગ્રહ કર્યો તો પણ તે એકનો બે નજ થયો, અને કોઈનું માન્યું નહિ, જોકે લાડુ નાખવાનો મોટો ડબો તે ઘેરથી સંભારીને લેતો આવ્યો હતો ! રાત્રે ઘરમાં ગયા પછી મોંઘીબાઇ તેમજ કચરા શેઠે મળી તેને સમજાવી ખાનગીમાં ભાતું આપ્યું, અને સઘળા મળીને તેના ડબામાં ૨૮ લાડુનો જમાવ થઈ ગયો !!! છતાં ડબામાં જગા નહિ રહેવાથીજ તેટલામાં પત્યું હતું ! વિશાશ્રીમાળીઓની આ

સર્વ વિચિત્રતાઓ કોણે જોઈ નથી ? અને જ્ઞાતિ રિવાજોના ખોટા બ્હાના નીચે ચાલતા આ દુષ્ટ પ્રપંચો કયા જ્ઞાતિ હિતેચ્છુના હૃદયને કંપાવતા નહિ હોય ?

કાઠિઆવાડની પ્રત્યેક વણિક કોમમાં આ નિંદ્ય, બીન જરૂરી, ભારે ખરચાલ અને સઘળા કનિષ્ટ રિવાજોને વિસારી દે એવો અત્યંત અધમ રિવાજ ચાલે છે; ગરીબ અને તવંગર સૌને તે સરખોજ ત્રાસજનક છે. છુટા છુટા લઈ જનારને તેની કિંમત નથી, પણ એક માણસને ખર્ચનો મોટો બોજો સહન કરવો પડે છે. એક ગામડાના ગૃહસ્થના કારજમાં એકલા **અમરેલી** ગામમાંજ બરાબર **૧૨૦૦** લાડુ ભાતામાંજ ગયા હતા ! ! ત્યારે તે પ્રમાણમાં સઘળાના એકંદર કેટલા ગયા હશે, તેનો વિચાર કરતાં ખરેખર દયા આવે છે ! વળી ઘેર ગયા પછી બૈરાંઓને નિંદા કરવાનું તે સાધન બને છે; છેવટે મળસ્કે સૌ રવાના થયાં. પણ ઝાંપે પોતાના ગુન્હાના પશ્ચાત્તાપરૂપે વળી પાછાં બૈરાંઓએ મોં વાળ્યાં ! ! આ વખતે ગામ બહાર મોટું કકલાણ થઈ રહ્યું, કેટલાંક ઢોર પણ ભડકીને નાઠાં, મોઢાની લાગણી અને દયા બતાવવામાં એક બીજાથી સૌ ચડી જતાં હતાં, પણ તેઓએ બે દહાડામાં અત્રે પધારી મોંઘીબાઈનું કેવળ સત્યાનાશ વાળ્યું હતું, અને અરધા કલાક પછી તે બાઈના દુઃખને તેના સિવાય બીજું કોઈ સ્વપ્ને પણ સંભારે તેમ ન હોતું.

મોંઘીબાઇની દુર્દશાનો હજુ પણ અંત આવ્યો ન હોતો, જે લોકો કારજ ઉપર નહોતા આવી શકયા, તેઓ ધીમે ધીમે અવારનવાર આવતા હતા, પણ તેમનો મિષ્ટાન્ન ઉપરનો હક જતો રહ્યો ન હતો ! ! જ્યાં કુટુંબ પોષકજ ચાલ્યો ગયો, ત્યાં સગા વહાલાનો આ જુલમ કેટલો બધો અસહ્ય થાય ! આવી પરિસ્થિતિમાં રંડાપો ગાળવો, અને બાળકોનું પોષણ કરવું એ શી રીતે બનશે ? તેની ઉંડી ચિંતાથી મોંઘીબાઈનું મન આકુળ વ્યાકુળ થઇ ગયું હતું; છેલ્લા ૧૫–૨૦ દિવસ લાગલાગટ કૂટી પીટીને તે સખત બિમારીને લીધે પથારી વશ થઇ હતી, તેથી તેનાથી દરરોજ સાંજે મોં વાળવાનું બનતું નહોતું, પરંતુ ગામનાં બૈરાંઓથી તે સહન થઈ શકયું નહિ, અને મોંઘીબાઇ માંદગીનો ઢોંગ કરે છે, એવો આક્ષેપ તેઓએ મૂકયો ! છતાં કુદરતે આપેલા આ આરામથી થોડા દિવસમાં મોંઘીબાઇની તબીયત સહેજ સુધરી, કે તુરત દરરોજ સાંજે મોં વાળવાનું પાછું શરૂ કર્યું.

થોડા દિવસ પછી કચરા શેઠે કારજનો હિસાબ તૈયાર કર્યો, તેમાં પોતાને ઘેર મેમાનને ચા પીવા તેડી ગએલો તેનાં ખાંડ દૂધનો ખર્ચ પણ લખી નાખ્યો હતો, અને તે ઉપરાંત બીજા પણ અનેક ગોટાળા કર્યા હતા, પછી રામજી પારેખને સાથે તેડી મોંઘીબાઇને ખરચનો આંકડો સંભળાવ્યો,

જે રૂપીઆ ૪૮૫) નો હતો. અગાઉ તો ફક્ત રૂપીઆ ૨૦૦) નોજ ખર્ચ જણાવ્યો હતો, પણ મેમાન ધાર્યા કરતાં વધારે થયા, તેમજ કેટલોક વધારો પડયો રહ્યો, તેથી ખર્ચ વધતાં રૂપીઆ ૧૮૫) ઘટે છે, તે નામાવાળાને તરત આપવાની જરૂર છે, એમ કચરા શેઠે કહ્યું, છેવટે બે પટારા, થોડાં ગાડલાં ગોદડાં, અને એક સાડી કચરા શેઠને ત્યાં મૂકવી, અને રૂપીઆ ૧૮૫) તે પર કચરો શેઠ વ્યાજે આપે એમ ઠર્યું ! બિચારી અનાથ વિધવાના હૃદય પર આ વખતે જે આઘાત થયો તેનું વર્ણન કરી શકતા નથી. ગામમાં અને નાતમાં કચરા શેઠની વાહ વાહ બોલાઇ. કચરા શેઠે બહુ મહેનત કરી, બે રૂપીઆ ખરચ તો વધારે લાગ્યો પણ કારજ બહુ સારૂ કર્યું; મેમાનની ચાકરી બરદાસ પણ બહુ સારી થઇ, એક ફક્ત ભાતામાં જરા લોભ કર્યો, પણ તેમાં કચરા શેઠની ભૂલ નથી; વગેરે વગેરે કચરા શેઠનાં ખુબ વખાણ થયાં, કાઠિઆવાડના આવા નાના ગામમાં સ્વતંત્ર અને સ્પષ્ટ વકતા મનુષ્ય મળવોજ દુર્લભ છે, ત્યાં તો મોટા ભાગે ખુશામતીઆ, હાજી હા કરનારા અને સમય પ્રમાણે વાત કરનારા વિશેષે કરીને જોવામાં આવે છે, અગર જો કે આ કાર્યમાં કચરા શેઠની પાછળથી નિંદા ઘણા કરતા, પણ તેને મોઢે કહેનાર કોઇપણ ન નીકળ્યો !

હવે મોંઘીબાઇ ખુણામાં હતી, એટલે બહારનું કામકાજ તો થઈ શકે નહિ, તેથી દળવાનું કામ શરૂ કીધું, તેમાંથી

જુજ રકમ મળે, અને બાકીનું વાસણુ કુસણુ વેચીને પૂરું કરે. મોંઘીબાઈને પોતાની સ્થિતિમાં આ એકદમ ભારે પરિવર્તન થએલું, તેથી ધીરજ રહી નહિ, અને રાત દિવસ એની એજ ચિંતા થયા કરે, એક દિવસ તો તેને અફીણુ ખાઈ આપઘાત કરવાનોજ ઇરાદો થઈ આવ્યો, પણુ એટલામાં બાળકો કંઇ કારણુથી રડતાં રડતાં મા, મા કરતાં ખોળામાં ભરાઇ ગયાં તેને જોઇ દયા આવી, અને આ બાપ વગરના છોકરાંને મૂકી હું પણુ મરી જઇશ, તો તે કોના આધારે જીવશે ? તે બિચારાંનું શું થશે ? અને મેં આ દુશ્મનોની શરમથી અને જ્ઞાતિની ખોટી રૂઢીથી મારાં છોકરાંનું જીવન સાધન હરી લીધું, તેનાં કરતાં હિંમત વાપરી કારજની ચોકખે ચોકખી ધસીને ના પાડી. હોત, તો આ રૂા. ૪૦૦–૫૦૦ ની રકમ મને ૪–૫ વરસ ચાલત, અને કોઈની ઓશિઆળ કરવી પડત નહિ, એ સગા ગણાતા દુશ્મનો થોડા દિવસ વાતો કરી શાંત થાત, વળી ડાહ્યા માણસો તો મારાં વખાણુ કરત, અને જ્ઞાતિમાં હું મારા જેવી બીજી નિરાધાર વિધવાઓને દૃષ્ટાંતરૂપ થઇ પડત, આથી તે બિચારીઓ પણુ આ જુલમી રૂઢીમાંથી મુક્તિ મેળવી શકત. આ મૂર્ખાઈ ભરેલા ખરચથી જે આબરૂ વધી કહેવાય છે, તે મને કે આ મારાં છોકરાંને શા કામમાં આવશે ? અને થોડા દિવસ પછી હું અને મારાં બાળકો રવડી રઝળીને

પેટ ભરીશું, ત્યારે મારી કેટલી ફજેતી થશે ? મેં મેલા જ ન લખ્યા હોત તો પણ શી હરકત હતી, અને કદાચ મેલામાંજ ખુલ્લું લખ્યું હોત કે કારજ કરવાનો મારો ઈરાદો નથી, તો એમાં જ્ઞાતિનો કયો ગુન્હો થાત ? મુઆ પાછળ જમણવારથીજ પતતું હોય તો બળ્યું, પણ ઉપરાંત આવનારનાં બૈરાં છોકરાં માટે ભાતું પણ આપવું ! વાણિયા સિવાય બીજી કોઈપણ કોમમાં આવો દુષ્ટ રિવાજ ચાલતો નથી. આ કનિષ્ટ રિવાજને લીધે આપણી જ્ઞાતિનાં કેટલાં બધાં ઘરની પાયમાલી થઇ હશે, મારી પેઠે કેટલી વિધવાઓ ઘરબાર વગરની થઇ હશે; અને કેટલાં કુટુંબો દેવામાં ડુબી ગયાં હશે; આવું છતાં અફસોસની વાત છે કે જ્ઞાતિના અગ્રેસરો આ રિવાજ નાબુદ કરવા કશાં પણ પગલાં ભરતા નથી.

આવા વિચારમાં મોંઘીબાઇ ગુંથાએલી હતી, એટલામાં ડાહ્યાશેઠનો એક ભાણેજ જે કારજ ઉપર આવ્યો નહોતો તે ઓચિંતો આવી ચઢ્યો, તે સુરત મુંબઇ વગેરે ઘણાં સ્થળોમાં રહ્યો હતો, જુદી જુદી જ્ઞાતિઓના રીત રિવાજોનું તેણે બારીક અવલોકન કર્યું હતું, અને તેમાંથી સારા માઠાનો મુકાબલો કરી પોતાની જ્ઞાતિના અનિષ્ટ રિવાજોનો નાશ કરાવવા બહુ ઇન્તેજારી ધરાવતો હતો, તેણે રડવાને બદલે મોંઘીબાઇની પાસે આવી મોઢેજ ખરખરો કર્યો, અને

તેને પણ મોં વાળવાની ના કહી. તેણે કચરા શેઠના કારભારની સઘળી વાત જાણી, ત્યારે તેને ભારે દુઃખ થયું તેણે કહ્યું કે– આપણી જ્ઞાતિમાં આવા પરાયા કારભારીઓ ઘર ધણીઓનો દાટ વાળે છે, તેઓ પારકે ઘેર વાપરવામાં અને બીજાને પૈસે જશ લેવામાં જરાએ કચાશ રાખતા નથી, ઘરધણીની સ્થિતિનો જરાએ વિચાર ન કરતાં પોતે ‘ મોટાભા ’ થઈ પડે છે, વળી તેમના કહેવાનો સહેજ પણ અનાદર થાય છે, તો તુરત રિસાઇ જાય છે, ‘ફરજ’ ની તેઓ મોટી મોટી વાતો કરે છે, પણ ‘ફરજ’ નો તેમને ખ્યાલ પણ હોતો નથી, જ્યાં જ્યાં સહેજસાજ પણ પોલ દેખે છે, ત્યાં તેઓ છેવટે ‘ ધણી ’ થઇ પડે છે, માટે દરેક સ્ત્રી પુરૂષે આવે વખતે લોકાપવાદની જરાપણ દરકાર ન કરતાં પોતાના કામમાં બીજાને હાથ ઘાલવા દેવો નહિ. કદાચ, કોઈ માણસ પોતાને ઘેર વધારે ખરચ કરવા ખુશી હોય, છતાં જો તે બીજાને કારભાર સોંપે છે, તો સઘળો જશ તે માણસ લઇ જાય છે. અહીં તમે સઘળું ગુમાવી ને આવું મોટું ખરચ કર્યું, પણ દરેક સ્થળે તે બાબતનો જશ તો કચરા શેઠનોજ ગવાયો છે. મેં તમને કારજ નહિ કરવા લખેલું, પણ અહીં તમારૂં શું ચાલે? અને હું આવું તો મારૂં પણ શું ચાલે? છતાં હજુ પણ મારૂં કહ્યું માનો તો કહું મોંઘીબાઇએ જણાવ્યું કે–તમારૂં

કહેવું ખરૂં છે, અને મને હવે ઘણો પસ્તાવો થાય છે, તમે હવે જે કહો તે કરવા તૈયાર છું. તેણે કહ્યું કે આજથી મોં વાળવાનું બંધ કરો, અને ગામની બૈરીઓને તેવા ખબર આજેજ આપી દો. તેને બદલે દરરોજ સાંજે તે વખતે સામાયક કરો, વળી સૌ સગાંઓને આજેજ લખી નાંખો કે અમે આજથી રડવાનું બંધ કર્યું છે, માટે હોળી દિવાળી તહેવારપર કોઇએ મોં વાળવા આવવું નહિ. મોંઘીબાઈને આ પ્રમાણે કરતાં પ્રથમ તો બહુ ભય લાગ્યો, પણ છેવટે તેમ કરવું વ્યાજબી લાગ્યું. સાંજે બૈરાં મોં વળાવવા આવ્યાં, તેને મોં વાળવા નહિ દેતાં સામાયક કરવા બેસાર્યાં; એટલે બૈરાંઓએ બીજે દહાડે આવવાનુંજ બંધ કર્યું, અને ભારે કોલાહલ કરી મૂક્યો !

રાત્રે મોંઘીબાઇના ભાણેજે કારજના ગેરફાયદા જણાવતાં કહ્યું કે—સુરતમાં લક્ષાધિપતિ જૈન ઝવેરીઓ પડેલા છે, પણ મરનારની પાછળ એક પાઇ પણ કારજને નામે ખરચતા નથી, અને એકાદ બે દહાડામાં તો રડવા કૂટવાનું પણ ગમે તેવું જુવાન મરણ થયું હોય છતાં બંધ કરી દે છે, તેમનો કુટુંબ સ્નેહ કાંઇ આપણા કરતાં જરાપણ ઓછો નથી, આપણે વરસ સુધી રડવાનું ચાલુ રાખીએ છીએ, તેથી શું ફળ પ્રાપ્ત થાય છે ? નાહક કર્મબંધ કરીએ છીએ, શારીરિક, અને માનસિક ભારે વ્યથા ભોગવીએ છીએ,

અને આજ સુધીમાં અનેક પ્રકારનાં ભારે કલ્પાંત કર્યાં છતાં કોઇ પણ સજીવન થઇ પાછું આવેલું જણાતું નથી! જન્મ અને મરણ એ આ દુનિયાના અબાધિત નિયમ છે, અને તેનું પાલન કરવું એ મનુષ્યની ફરજ છે. વ્હાલાંના વિયોગથી સ્વાભાવિક રડવું આવે, તેની હું ના પાડતો નથી, પણ આપણે તો કેવળ કૃત્રિમ દેખાવજ કરીએ છીએ, કારજનો રિવાજ કેટલો નુકશાન કારક છે, તેનો તમને સંપૂર્ણ અનુભવ થયો છે, એટલે તે સંબંધી તમને વધારે સમજાવવાની જરૂર નથી, પણ તમારી પેઠે આપણી જ્ઞાતિનાં સેંકડો ઘર આ જુલમી રિવાજને લીધેજ પાયમાલ થયાં છે. સુરતમાં અનાવલા બ્રાહ્મણની એક કેળવાએલી ઉચ્ચ જ્ઞાતિ છે, તેમનામાં મરણને અંતે સગા વહાલાઓ કાણે આવે છે, પરંતુ તે માટે એવો રિવાજ છે કે કાણે આવનારે દિવસ આથમ્યા પછી બહાર વાળુ પાણી કરીનેજ આવવું જોઇએ, અને બીજે દહાડે મળસ્કે ત્યાંથી વિદાય થવુંજ જોઇએ; કોઇથી મરનારના કે બીજા કોઇના પણ ઘરની ચા પણ ન પીવાય. આથી મરનારને ઘેર તે વખતે બીજી ઉપાધિ કાંઈ પણ રહેતી નથી. કદાચ દૂરથી પણ આવનાર હોય તો તેઓ આજુબાજુના ગામમાં રોકાય છે. આ રિવાજ ઘણો ઉત્તમ છે, અને તે અનુકરણ કરવા લાયક છે. મરનારની કાણને

માટે એક રાત શું ઓછી છે? દૂરથી આવનારને કદાચ જે થોડીક મુશ્કેલી પડે, તે તેણે સહન કરવીજ જોઇએ.

આપણી જ્ઞાતિમાં પણ કારજનો રિવાજ ઘણા વખત અગાઉ નીકળી ગયો હોત પણ જ્ઞાતિના કમ ભાગ્યે પડેલા તીવ્ર કુસુંપને લીધે જ્ઞાતિનું કશું પણ હિતકારક કાર્ય થઇ શકતું નથી, અને જ્ઞાતિ દિવસે દિવસે અધોગતિને પામતી જાય છે! ગામડાના લોકો જેને જ્ઞાતિના સુખ દુઃખની પરવાર નથી એવા આગેવાનોના મોં સામું જોઇને બેઠા છે. તે બિચારામાં હિંમત અને આવડત નથી, તેમને બીજા જેમ દોરે તેમ દોરાય છે. આગેવાનો જ્ઞાતિનાં અજ્ઞાન અને નબળાઇનો લાભ લઇ પોતાના મમત્વને વળગી રહી તેને અધોગતિના ખાડામાં હોમી રહ્યા છે!!

મોંઘીબાઇના દુઃખનો અંત કોઇ લાવી શકે તેમ નહોતું, છતાં તેના ભાણેજે એક છોકરાને મહુવા જૈન બોર્ડિંગમાં, અને છોકરીને સુરતના વનિતા વિશ્રામમાં મોકલી આપ્યાં, દર વરસે જ્ઞાતિમાં કારજને નામે પૈસાની જે આહૂતિ અપાય છે; તેનો ચોથો ભાગ પણ આવી બોર્ડિંગ કે વનિતા વિશ્રામ જેવા અત્યંત ઉપયોગી ખાતામાં અપાય, તો મરનારના આત્માનું કેટલું બધું કલ્યાણ થાય, અને જ્ઞાતિનાં આવાં અનાથ બાળકોને તે કેવું આશ્વાસનરૂપ થઇ પડે!

મોંઘીબાઇનો ભાણેજ વિદાય થયો, ત્યાર પછી મહાત્મા ગાંધીના ભગીરથ પ્રયાસથી થએલો રેંટીઆનો પુનરૂદ્ધાર જે કાઠિઆવાડની નિરાધાર અબળાઓને હાલમાં ઉદર પોષણનું ઉત્તમ સાધન થઇ પડયું છે, તેનો મોંઘીબાઇએ પણ ઉપયોગ કરવા માંડયો, તેથી પોતાના પોષણ માટે તે નિશ્ચિંત થઇ અને ધર્મ ધ્યાનમાં પણ કેટલોક સમય ગાળવા માંડી, પણ જે ગૃહસ્થો કારજ પ્રસંગે પધાર્યા હતા, તેમાંના કોઇએ આજ સુધીમાં મોંઘીબાઇના ઘર સામું પણ જોયું નથી ! પરમાત્મા, આવા મૂર્ખ હિત શત્રુઓને સદ્બુદ્ધિ આપો, જ્ઞાતિના આગેવાનોને તેનું કર્તવ્ય બજાવવા સવેળા જાગૃત કરો; અને ખોટી લોક નિંદાની દરકાર ન કરતાં પોતાને ઘેરથીજ આવા દુષ્ટ રિવાજોને તિલાંજલી આપે એવાં જાહેર હિંમતવાન અનેક સ્ત્રી પુરૂષો પણ જ્ઞાતિમાં ઉત્પન્ન કરો.



# જાહેર વિજ્ઞપ્તિ

આપણી જ્ઞાતિમાં પંદર વર્ષથી પેઠેલા કુસંપને લીધે સત્તા છેક નાશ પામી છે, સદ્‌ભાગ્યે આ કુસંપનો હવે અંત આવ્યો છે, તો પણ કુંડલા અને અમરેલી તાલુકા હજુ પણ મહાજનની સત્તાથી કેવળ વિમુખજ છે; એનો લાભ લઇને કેટલીક વ્યક્તિઓએ પોતાની કન્યા પર જ્ઞાતિમાં અને સમુદ્ર કિનારે આવેલ પુષ્કળ ધન પ્રાપ્ત કરી લીધાં છે કેટલીક કન્યાઓ છ માસ નાની પણ અપાઇ ગઇ છે! છતાં તાલુકા મહાજને એ માટે કશા પણ પગલાં ભર્યાં નથી તેથી હાલના મોંઘવારીમાં બીજાઓ પણ એ લાભ લેવા લલચાય એ સ્વાભાવિક છે આ સ્થિતિ કેવળ ગામ તાલુકાનેજ નુકસાનકારક છે તેથી તેમણે તાલુકા મહાજનના આશ્રયે હજુ બેસી રહેવું એ પોતે આપઘાત કરવા બરાબર છે. જ્ઞાતિના ખર્ચે તે તરફ હાલ અમારે તાલુકાની કોન્ફરન્સ મેળવવાની ખાસ જરૂર છે પણ ત્યાં સુધી હાલ કુંડલા-અમરેલી તાલુકાના ગામડાના મહાજન પોતાનો વહીવટ કરવા, ધારા ધોરણમાં ઘટતો સુધારો કરવા, અને તેનો અમલ કરવા એક કમિટિ નીમવાની ઘણી જરૂર છે. જ્ઞાતિના આ અત્યંત લાભકારક કામમાં દરેક ગૃહસ્થ તન મન ધનથી અમોને પૂરતી મદદ આપશે એવી અમારી હ્રદય જોડી પ્રાર્થના છે, જેઓ આ માર્ગમાં અમોને સંમત હોય તેમણે એ બાબત પત્રદ્વારા લખી જણાવવું,

વનમાળી અં. દોશી.
હીરાચંદ મોતીચંદ.
માળીઆ પીપરીઆ. (અમરેલી)



## નીચેની જગાએથી મળી શકશે.

૧—૧ કર્ત્તા પાસેથી.

૨ શા. કુંવરજી જુઠાભાઇ પાલીતાણાવાળા
ઠે. રૂવાગાનો ટેકરો.

મુંબઇ—૧ શા. ફુલચંદ ખુશાલ
ઠે. ખેલાસી ચકલો—પરભુ પારેખને માળો.

૨ દોશી હરજીવનદાસ અંદરજી
ઠે. મુળજી જેઠા મારકીટ—ચંપાગલી,
શેઠ હરિદાસ સુંદરજીની દુકાને.

ભાવનગર—વોરા ચુનીલાલ સાંકળચંદ ઠે. રાધનપુરી બજાર.

કુંડલા—મેતા હંસરાજ વીરજીની દુકાને.

પાલીતાણા—શા. ગોસ્વન શામજી.

અમરેલી—શા. કપુરચંદ મોતીચંદ ઠે. માંડવી પાસે.

